૫૧૦૨

# વાંઢા વિલાં લાવણી.

રાગ રાગણીમાં

છપાવી પ્રસિધ કરનાર.

શા. ઘેલાભાઈ નેણુશી.

કચ્છ કોઠારાના.

૫૧૦૨ રહેવાસી.

માંડવી બંદરપરના સ્વધર્મનિષ્ઠ છાપખાનામાં
છાપી પ્રસિદ્ધ કર્યું.

મુંબઈ.

સંવત ૧૯૪૮.

કિંમત બે આના.

# વાંઢા વિલાપ લાવણી.

રાગ વણજારાનો.

શુણો શેઠીઆ અરજ અમારી,
વાંઢાને દુઃખ છે ભારી—ટેક.
હું કહું કરમની કાણી,
તમે સુણો પરેમ દીલ આણી;
મારે હાથે ભરવું પાણી,
કાળજે ગાંઠ બંધાણી.
ઝુલ— ખરેખાત, મરૂં હું રોઇ,
કરતાં રસોઇ ખુબ કંટાળી—વાંઢા૦ સુ૦ ૧.
પેટ માટે ચુલાને નમતા,
બળ્યું જળુ પકાવી જમતા;
કદી ભુખ્યા રહીને ખમતા,
અને જઇ વીસીમાં જમતા;
ઝુલ— લાગે વીસી, વસમી બહુ ભારી,
કુંબખતી મારી, પામ્યો પીયારી—વાંઢા૦ સુ૦ ૨.
વાંઢો વસે શેહેરમાં ભારી,
ઘર ઘર નજરો કરે ધારી;
કોઇ આપે ન એને નારી,
પઇસાની છે લાચારી;
ઝુલ— વાંઢો બજારે, ફરવા જાય,
ગાજર લઈ ખાય, ભુખ્યો રહે ભારી—વાંઢા. સુ. ૩.
વહુ વહુ પોકારે વાંઢો,

જગતમાં રાડો;
. ફરી ફરી ઘર માંડો;
અંતે મમતા જાઈ છાંડો;
ઝુલ- તમે ફરો, એક પર બીજી,
બીજી પર ત્રીજી, ચોથી તઈયારી—વાંઢા૦ સુ૦ ૪.
કાંઇ ગરીબ, વડા વેપારી,
પઈસાની મમતછે ભારી;
નઢે વડે સામાન ન્યારી,
હજારો ગણે કે તઈયારી;
ઝુલ- એ ઇશ, ફરીશું દીશ,
કળજુગમાં ભારી—વાંઢા૦ સુ૦ ૫.
કોઇ ઘરડો પરણે નાર,
દઈ રૂપિઆ દસ હજાર;
મુજ ગરીબ ઘેર અવતાર,
નવ દ્રવ્ય આપ્યુ કીરતાર;
ઝુલ- ન દે કોઇ નાર, પઈસે લાચાર,
પામ્યો ન પ્યારી—વાંઢા૦ સુ૦ ૬
એક આંખ દુઃખવા આવી,
દુઃખ દીલમાં લાગ્યું ભારી;
કહું કોના આગળ ઉચારી,
પઈસાની છે લાચારી;
ઝુલ- વાંઢા ઠડે પાણીએ નાએ,
દુઃખીઓ થાએ, દીલદુઃખ ભારી—વાંઢા૦સુ૦ ૭.
વાંઢાની આતમા બાળે,
તે સુખી થશે ન કોઇ કાળે;

જેમ લોઢું ધમણ ગાળે,
તેમ પાડ ઝડથી ફાડે;
ઝુલ- ઓઇશ્વર, વાંઢાનાં પાપ;
જગતના બાપ, દીલ દુખીઆરી—વાંઢા૦ સુ૦ ૮.
એક દિન ઊંઘમાં રાતે,
સપનામાં સુતો વહુ સાથે;
તેને ચાંપુ હું રૂદયની સાથે,
એમ ધારી પથારી માથે;
ઝુલ- હેતે નાંખ્યો મેં હાથ,
ચમક્યો તે સાથ, ન મળે પ્યારી—વાંઢા૦ સુ૦ ૯.
કોઇ રસતે નીરખતાં નારી,
દીલ જખમ લાગેછે ભારી;
પરણ્યા વિના જીંદગી અકારી,
વહુ વિના ઝેર પથારી;
ઝુલ- ઓઇશ્વર, મરૂં હું ઝુરી,
જીંદગી પુરી, ખાઊં કટારી—વાંઢા૦ સુ૦ ૧૦.
કોઇએ દયા ન દીલમાં લાવી,
કંઈ વાંઢાને સમજાવી;
ઘર ધીરજ મળશે નારી,
આપઘાત પાપ છે ભારી;
ઝુલ- છેલે ચીતાં, કુંવરી ધારી,
સોનાપુર વાળી ફેરા ફરનારી—વાંઢા૦ સુ૦ ૧૧.
વાંઢાની લાવણી છે સારી,
તમે સુણો સહુ નરનારી;
એવી લાવણી જોડી છે સારી,

વાંચતાં રીઝે સંસારી;
ઝુલ- શી ગામ, કોઠારાવાસ,
ઘેલા ભાઈદાસ, અર્જ છે ન્યારી;
વાંઢાને છે સુખકારી,
સુણો શેઠીયા અરજ હમારી,
વાંઢાને દુઃખ છે ભારી.

સરવે ભાઈઓને તથા મિત્રોને વિનતિ કરવા આવેછે કે, ઉપલી લાવણી એક વખત જરૂર વાંચવી. તથા તમારા સંબંધમાં આવનારાઓને વાંચવાની ભળામણ કરવી એજ અરજ.

---

## ગાયન બીજું.

ચડતી ચોપાઇ—એ રાગ

પિતા માતા આગ્ના માગું,
ઘણો લાજી વચન ભાંખુ. ટેક.
માટે કરજોડી કહું તમને,
પિતા પરણાવો ઝટ અમને,
જગતમાં હું રહ્યો વાંઢો.
લોકો જાણે ફરે ગાંડો. પિતા. ૨
સંસારી લોક કહે વાંઢો,
વાંઢો જાણે જગત રાંડો પિતા. ૩
જુવાની બહુ થઈ મારી.
આપે નહી કોઇ મને નારી. પિતા. ૪
સત્ય કહું છું વારી વારી,
નારી પરણાવોને સારી. પિતા. ૫

હૃદય બળે બહુ મારૂં.
કરમ મારૂં નથી સારૂં. પિતા. ૬
કાંઇ વિચાર કરોજ ખરા,
નથી કહેતો ખોટું જરા. પિતા ૭
અરજ એટલી છે મારી,
કહું છું સત્ય વારી વારી. પિતા. ૮
પિતા માતા આગ્યા માગું,
ઘણો લાજી વચન ભાખું,



## ગાયન ત્રીજું.

એક પુત્રી પોતાના માત પીતાને વિનંતિ કરે છે.

પુત્રી—
માતા રે પીતા તમે સાંભળો,
સુણો ધ્યાન દઇ કાનેજી,
માટે રે સુણો તમે માવિત્રો,
વિનતી કરૂં એક આજજી.
પિતારે મારા સત્ય માનજો,
પિતા—બોલોરે પુત્રી તમે શું કહો,
કરો દીલડાંની વાતજી,
જેવું રે હોએ તેવું કહો,
લેશ ધરજોમાં લાજજી.
પુત્રી સાચેરૂં રે બોલજો.
પુત્રી—માતારે પિતા તમે સાંભળો,
કહું સત્ય વચનજી,
સારૂં રે સાસરૂં જોઇ આપજો,
જેથી પામું હું સુખ જી,

માતા રે મારી સત્ય માનજો.
ધનની લાલચ હ્રદે નહી ધરો;
કરજો લાંબો વિચારજી,
જે થકી દુ:ખ નહીં ઉપજે.
થાએ સદાય સુખજી.
પિતારે મારા સત્ય માનજો.
ગેર રે મારૂં તમો ખાલી કરો;
લાભ નથી વ્યાપારેજી.
ભાદરવા શુદ અષ્ટમી,
ઇશ્વર કહે ભોમવારેજી.
ડાહયા રે પિતા તમે સાંભળો.



## ગાયન ચોથું.

---

વાંઢો પોતાના મિત્રો પાસે ગાય છે.

### રાગ સીતાજીના મહિનાનો.

અરે ઇશ્વર રાખજો લાજ,
કર જોડી ને નમું.
આ રે સંસારની માહે,
ઘેલો થઈને ભમું. ટેક.
મિત્રો સહું રે થયા સંસારી
આપણે વાંઢા રહયા.
માટે કાંઇક કરોને ઉપાય.
સંસારીની સાથમાં. ૨
પ્રભુ મેહેર કરો વેપારે,
જે થકી નારી કરૂં,

રૂપીઆ દશ હજારની મેર,
કરો તો નારી વરૂં. ૩
મારા હૃદયમાં ઘણી રે ઉમેદ,
રાખું નારી તણી.
પ્રભુ અરજ સુણોને આજ,
વાંઢાના દુખ તણી. ૪
તમે એટલી પુરજો આશ,
જુગતું જોડું કરી,
છેલી વિનતી આટલી આજ,
વાંઢાની દીલમાં ધરો.

## ગાયન પાંચમુ.

વાંઢાની અરજ.

રાગ ક્ષત્રી કલંકનો.

સુણો માત પિતા ચતુંર સુજાણ,
વેપાર કરવાને જાઉરે. ટેક.
પરદેશમાં છે હેમ કેરી ખાણ. વેપાર
મારા મન માંહે છે મોટી હામ. વેપાર
કરૂં કર જોડીને પ્રણામ. વેપાર
આપો આશીશ મુજને આજ. વેપાર
કરી મેહેર મને શીરતાજ. વેપાર
હું વાંઢો રહયો જગમાંહી, વેપાર
નથી ભોગવીઉં સુખ કાંઇ. વેપાર
કરૂં વેપાર તો મેળવું ધન. વેપાર
નારી પરણું તો થાય ખુશ મન. વેપાર
મલે નારી હાથે ધન હોય. વેપાર

ધન વીણુ નારી નવ આપે કોય.
ઘેલાભાઇ કહે શુભ કામ.
કચ્છ કોઠારા ગામ

## ગાયન છઠું.

વાંઢો પિતા પાસેથી રજા માગે છે.

**કંગનવા મોરા કરસે સરક ગયો એ-રામ**

પિતાજી મુને મેહેર કરી રજા આપોરે,
હું વેપાર કરવા જાઉં રે,
વેપારી મારે થાવું રે
મને વેપારે બહુ મન,
હું કયાંથી લાવું ધન. પિતાજી.
પિતાજી ધન આપો રે,
દુઃખડું મારૂં કાપો રે,
વેપાર કરવા કાજે,
જાવું છે મારે આજે. પિતાજી.
દેશ દેશાવર જાવું રે,
બહુ ધન કમાવી લાવું રે,
મેળવવું જાજું ધન,
બહુ મનમાં રાખી ખંત. પિતાજી.
એક અરજી સારી રે,
હું કહુંછુ વીસતારી રે,
દયા લાવીને મન,
સુ[illegible] સરવે સજજન. પિતાજી.
વાં[illegible] બહુ દુઃખ રે,

નથી નારીનું સુખ રે,
ક્યાંથી લાવવી નારી,
છે પઈસાની લાચારી. પિતાજી.
કહે ઘેલાભાઈ દાસ રે,
કચ્છ કોઠારે વાસ રે,
અરજી કરેછે સારી,
તમે સુણો સહુ નર નારી. પિતાજી.

---

## એક ગ્રહસ્થના દુઃખની કહાણી.

### રાગ ઓખાહરણનો.

તમે સાંભળો સહુ નરનારી,
પરણીને થયો છું ખુવાર;
તમે સુણો સજન વાત સારી,
નહીં પરણશો કોઈ બીજી નારી;
બોલ બોલી કરેછે બેજાર,
ઘડીમાં મને આપેછે ગાળ;
લોક લાજે કહું વહુ સારી,
ઘરમાં નીવડી છે નઠારી;
રાત દિવસ પરપંચ ભારી,
મને કરૂછે સદાએ ખુવારી;
માટે મુકો પરણવાની આશ,
વાંઢા રહીને કરો ખુબ ખાશ;
અરજી કરૂં હું એવી આજ,
કરશો કોઈ ન એવું કાજ;
ખાલી ખાડામાં નાંખો ન ધન,

માળા જપો ઇશ્વરની મન;
શીખામણ આપાએ આજ,
કરો સદાય ધરમનાં કાજ.

## કાફી.

### કુચ્છી ભાશામાં.

અરજ સુણોને ખરી રે. ટેક.
વદા શેઠો અરજ સુણોને ખરી,
વાંઢા વચારા અરજ કરીતા.
શુણો સરવે માજન મલી. વદા
જ મારો અંશાજો. એજ વનેતો.
મનજીઉ મનમે રહીઉ. વદા
બાલ બચેજીઉ ઉમેદ અશાકે,
શે કીઅ પુરી ઉથીએ. વદા
કલજુગ માની લોક કુડા થઆ.
પર ધન આશાધરી, વદા
નઢેની વદે શામો કોએન નેઆરે,
જજે નાણે નજર ધરી. વદા
હાથ જોડીને અરજ કરીતા,
શુણો શરવે મીત્રા મલી.
વદો શેઠીઆ અરજ શુણોને ખરી.

### દોહરો.

સજજન સહુ તમે સાંભળો,
માટે સુણો વચન,
સંસારીમાં સુખ નથી,
વાંઢા કરે ચમન.

